# ઈસાલે સવાબ વિશે બુઝુર્ગોના મંતવ્યો



✽ સંપાદક ✽
મૌલના ઈનાયતુલ્લાહ ઈખરવી

સના બુક ડેપો
૧૨/૧૨૧૯, દરયાઈ પેલેસ, શાહપોર, સુરત.
મો. : ૯૩૭૫૭ ૯૫૯૨૯
www.sanabookdepot.com

# ઈસાલે સવાબ વિશે બુઝુર્ગોના મંતવ્યો



સંપાદક
**મૌલના ઈનાયતુલ્લાહ ઈખરવી**

હાજી ઈસ્માઈલ ઈબ્રાહીમ રાવત
હાજીયાણી ઝુલેખા ઈસ્માઈલ રાવત
સલીમ ઈસ્માઈલ રાવત અને
તેમની ફેમીલી તરફથી
તમામ મુઅ્મીન અને ઉમ્મતે મોહંમદીયાના
ઈસાલે સવાબ માટે



દારુલ ઉલૂમ ભરૂચ—મહમૂદનગર,
મુ.પો. કંથારીઆ – ૩૯૨ ૧૬૨,
તા. જિ. ભરૂચ, (GUJ.-INDIA)

કિતાબનું નામ : ઈસાલે સવાબ વિશે બુઝુર્ગોનાં મંતવ્યો

સંપાદક : મૌલાના ઈનાયતુલ્લાહ ઈખરવી

પ્રિન્ટેડ બાય : સના પ્રિન્ટર્સ – રાનીતલાવ, સુરત.
મો. : ૯૩૭૫૭ ૯૫૯૨૯



મિલને કા પતા :-

રીલાયેબલ શોપ

દીની કિતાબ ઘર

બડી મસ્જિદ (મરકઝ) ગલી, રાણીતલાવ, સુરત.

# અનુક્રમ





વઅદએ ગલબા હે મુઅમિનકે લિએ કુર્આનમેં,
ફિર જો તૂ ગાલિબ નહીં કુછ હે કસર ઈમાનમેં.

ઉતર કર હીરાસે સુએ કૌમ આયા
ઔર એક નુસ્ખ-એ-કીમિયા સાથ લાયા.

વહ બિજલીકા કળકાથા યા સૌતે હાદી,
અરબકી ઝમીં જિસને સારી હિલા દી.

બાત ક્યા થી કે ન કયસરો-કિસરાસે દબે,
ચન્દ વહ લોગ કે ઊટોંકે ચરાનેવાલે.

જિનકો કાફુર પે હોતા થા નમકકા ધોકા,
બન ગએ દુન્યાકી તકદીર બનાનેવાલે.

હર લહઝા હે મુઅમિનકી નઈ શાન નઈ આન,
ગૂફતારમેં, કીરદારમેં, અલ્લાહકી બુરહાન.

યહ રાઝ કિસીકો નહીં માલૂમ કે મુઅમિન,
કારી નઝર આતાહે હકીકતમેં હે કુર્આન



بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# પ્રસ્તાવના

અય ઈમાનવાળાઓ ! ઈસ્લામમાં પૂરા પૂરા દાખલ થઈ જાઓ અને શયતાનનું કહેવું ન માનો. તે તમારો ખુલ્લામાં ખુલ્લો (ઉઘાડો) દુશ્મન છે.

અલ્લાહ તઆલાની તા'રીફ (હમ્દ) અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તથા સહાબા (રદિ.) ઉપર દુરૂદો સલામ બાદ.... ઈસ્લામી ભાઈઓને જણાવવાનું કે અલ્લાહ તઆલાનું આપણા બધા ઉપર ઘણું મોટું એહસાન છે કે આપણા નેક–સારા કામોનો સવાબ આપણા માં–બાપ અને બુઝુર્ગોને તથા આપણા તમામ બધાં જ સંબધીઓને મર્હૂમોને બખ્શવાની ઈજાઝત આપી અને આપણા માટે આ રીતે ઈસાલે સવાબ કરવાને જાઈઝ રાખવામાં આવ્યું.

પરંતુ આમ મુસલમાનોએ પુરૂષો તથા સ્ત્રીઓને શરીઅત પ્રમાણે પોતાના સારા કામોનો સવાબ કઈ રીતે પહોંચાડવો અને કઈ રીતે ઈસાલે સવાબ કરવો આનો સહીહ તરીકો ન જાણવાના લઈને ઘણી ખરાબીઓ આપણા સમાજમાં ફેલાઈ રહી છે. આ ખરાબીઓ આપણા ઘરોમાં તથા આપણા સમાજમાં ન ફેલાય તેના માટે કુર્આન અને હદીષે નબવી (સલ.)ની રોશનીમાં તથા **'ફાતિહાકા સહીહ તરીકા'** અને **'ખુત્બાતે ફકીર'** તથા આપણા ગુજરાતના બુઝુર્ગો તથા મોટા મુફતીયાને કિરામના સૂચનો તથા મંતવ્યો વડે આ કિતાબમાં ઈસાલે સવાબ તથા ફાતિહાનો સહીહ અને સુન્નત તરીકો બયાન કરવામાં આવેલ છે અને ફાતિહા વગેરેના જરૂરી માસાઈલ (મસ્અલાઓ) પણ લખવામાં આવ્યા છે.

વાંચકો તથા સાચા અને ફિકરમંદ મુસલમાનો તથા બાઈઝઝત વઅઝો–નસીહત કરનાર બુઝુર્ગો તથા ઉસ્તાદો તથા મસ્જિદોના પેશ ઈમામો

તથા મુઅઝ્ઝિન સાહેબો વગેરેથી પૂરી ઉમ્મીદ છે કે તેઓ આ કિતાબને ફેલાવી–ઈશાઅત કરી આમ મુસલમાનોને ફાતિહા તથા ઈસાલે સવાબનો સહીહ–સુન્નત તરીકો બતાવી સવાબે દારૈન બન્નેવ જહાનમાં સવાબ હાસિલ કરશે. અંતમાં અલ્લાહ તઆલાથી દુઆ છે કે આ કિતાબને દુનિયામાં મકબૂલ ફરમાવે અને લોકોને ખૂબ નફો પહોંચાડવાવાળી બનાવે અને આખિરતમાં મારા માટે મગફિરતનો સબબ બનાવે તથા અલ્લાહની રહમતોનો ઝરિયહ બનાવે તેમજ મારા દરેક બુઝુર્ગો અને તરબિયત કરવાવાળાઓ સાથીઓ, દોસ્ત–અહબાબ તથા મુહસિનોની નેકીઓમાં તથા તેઓના નામ–એ આમાલમાં આ કિતાબને પણ શામિલ ફરમાવે, આમીન !

ક્યા ફાયદા ફીકરે બેશો કમસે હોગા,
હમ ક્યા હૈ જો હમસે કોઈ કામ હોગ.

જો કુછ હુવા, હુવા તેરે કરમસે,
જો કુછ હોગા, હોગા તેરે કરમસે.



ફકત વસ્સલામ
મોહતાજે દુઆ
**મૌ. ઈનાયતુલ્લાહ ઈખરવી**
(ગુફિર લહુ)



# અભિપ્રાય

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**
**હામિદંવ્ વ મુસલ્લિયન વ મુસલ્લિમા**

ઈસાલે સવાબ એટલે મર્હૂમોને સવાબ પહોંચાડવો તે. ઈસ્લામી માન્યતા પ્રમાણે એક સત્ય હકીકત જે કુર્આન શરીફ તથા હદીષ શરીફથી સાબિત છે કે મર્હૂમોને સવાબ પહોંચાડીને ફાયદો પહોંચાડી શકાય છે. જેમાં ખાસ કરીને બદની અને માલી ઈબાદતો–નેકીઓ કરીને મુઅમિન પુરૂષ–સ્ત્રીએ પોતાના મર્હૂમ મુઅમિન સ્ત્રીઓ–પુરુષોને તેનો સવાબ પહોંચાડવા દિલમાં નિય્યત કરી લેવી પૂરતી છે. તેમાં મર્હૂમો સગાઓ–દોસ્તો સંબંધી ગૈર સગાઓ, પરાયા સર્વે મુસ્લિમો માટે કોઈપણ દિવસ–તારીખ નકકી કર્યા વિના તેમજ પ્રચલિત રિવાજો કર્યા વિના, જરૂરી ફર્ઝ માન્યા વિના ફર્ઝ ઈબાદતો સિવાય અન્ય નફલ બદની ઈબાદતો, માલી ઈબાદતો કરીને ત્રિજયું–ચાળીસું–છમ્માહી–વર્ષી બિદઅતોનો ત્યાગ કરીને કુર્આનખ્વાની માટે દઅવત આપી એકત્રિત કર્યા વિના દરેકે પોતાની રીતે કુર્આન શરીફ પઢી હંમેશા ઈસાલે સવાબ કરતા રહેવાથી તેમજ મર્હૂમોની મગફિરતની દુઆઓ કરતા રહેવાથી મર્હૂમોને જરૂર ફાયદો થાય છે, તે અમલ મુસ્તહબ અને જાઈઝ છે. ફર્ઝ–વાજિબ કે જરૂરી નથી. કરવામાં આવે તો ઘણો જ ફાયદો છે. ન કરવામાં આવે તો કોઈ પ્રકારનો ગુનોહ નથી.

ઈસાલે સવાબ માટે નેકીઓ, માલી–બદની ઈબાદતો નફલી ખૂબ નિખાલસતાપૂર્વક કરવામાં આવે, જેથી નેકી કરનાર સવાબના હકદાર બની પછી તે સવાબ મર્હૂમો માટે પહોંચાડી શકાય, પરંતુ જો નેકી કરનારની નેકી કોઈ કારણસર બરબાદ થઈ જાય, પોતે જ સવાબ ન પામે તો કેવી રીતે બીજાને પહોંચાડી શકવાનો છે. જેમકે નેકીઓ માલી–બદની ઈબાદતો દેખાવા (રિયાકારી) માટે કરવામાં આવે અથવા સમાજના લાનતાન (ફિટકાર)થી બચવા માટે કરવામાં આવે અથવા રિવાજી તૌર પર કરવામાં આવે અથવા બિદઅતો કરવામાં આવે અથવા એવા તરીકાથી કરવામાં આવે જે તરીકો હઝરત મુહમ્મદ રસુલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી, સહાબ (રદિ.)થી, તાબિઈન, તબ્એ તાબિઈન (રહ.) અઈમ્મએ કિરામ (રહ.) તથા અવલિયાએ ઈઝામ (રહ.)થી સાબિત ન હોય તો નેકી બરબાદ અને ગુનોહ લાજીમ થયો. તો સવાબ

પ્રાપ્ત થયો જ નહિ તો કઈ ચીઝને પહોંચાડશો ? જેથી ઉપરોકત પ્રચલિત તરીકાઓ જેમાં નેકીઓ બરબાદ અને ગુનાહ લાગુ પડે છે તેનાથી બચવું જરૂરી છે.

રિવાજનું અનુકરણ કર્યા વિના નફલ નમાઝ, નફલ રોઝા અને નફલ સદકા, ખૈરાત, નફલ હજ, તવાફ, ઉમરહ, કુર્આન શરીફની તિલાવત, ઝિક્ર, તસ્બીહ, દુરૂદ શરીફ પઢીને તેનો સવાબ મર્હૂમોને પહોંચાડી શકાય છે. તેમજ લિલ્લાહ રકમથી મર્હૂમોના સવાબ અર્થે કુર્આન શરીફ, દીની કિતાબો ખરીદીને વકફ કરવાથી તેમજ મસ્જિદ, મદ્રસા, હોસ્પિટલ, મુસાફિરખાના, કૂવા, બોર, પાણીની પરબ, રસ્તાઓ તેમજ પૂલ બાંધીને મર્હૂમોના સવાબ અર્થે વકફ કરી શકાય છે. તેમજ વિધવાઓ, યતીમો, ગરીબોને અનાજ, કપડાં, મકાન બનાવી આપીને તેમજ હજ પઢાવી, હાફિઝ–આલિમ બનાવી મર્હૂમોને સવાબ પહોંચાડી શકાય છે. તેમજ રોકડ રકમ આપીને ખાવું પકાવી ગરીબોને ખવડાવીને (ત્રિજયું, ચાળીસું, છમ્માહી, વર્ષી, ઉર્સ, બિદઅતો રિવાજો સિવાય) મર્હૂમોને સવાબ પહોંચાડી શકાય છે. કુર્આન શરીફની તિલાવત માટે ભેગા થયા વિના પોતાના સંબંધીઓ, સગાંઓને મર્હૂમો માટે પોતાની ફુરસદે પોતાના ઠેકાણે જયારે ચાહે ત્યારે પઢીને ઈસાલે સવાબ કરી શકાય છે. ભેગા મળીને પઢવામાં નિખાલસતા રહેતી નથી. દેખાવો તેમજ રિવાજી કામ બની જાય છે, જેથી દરેક પોતે એકલા જયારે પણ ચાહે કુર્આન શરીફની તિલાવત કરી ઈસાલે સવાબ તથા દુઆએ મગફિરત કરતા રહે.

ઉપરોકત ઈસાલે સવાબના તરીકા સહીહ હદીષોથી સાબિત છે.
(જુઓ તિરમિઝી શરીફ, બાબુસ્સદકહ, કુર્આન શરીફ : સૂરએ હશ્ર, મિશ્કાત શરીફ, તબરાની)

ઈસાલે સવાબના સહીહ તરીકાથી વાકેફ કરવા માટે અને ગલત તરીકાઓથી દૂર રહેવા માટે અઝીઝમ મવ. ઈનાયતુલ્લાહ સાહેબ ઈખરવી (દા.બ.)એ મહાન મુફતી સાહેબોના ફતાવ ભેગા કરી ઉમ્મતની સહીહ રેહબરી ફરમાવી છે અને તે બાબત કિંમતી મંતવ્યો અને ઈસાલે સવાબને લગતી વાતો ભરોસાપાત્ર કિતાબોથી એકત્રિત કરી છે. અલ્લાહ પાક એમની મહેનતને કબૂલ ફરમાવે, દુનિયા આખિરતની ભલાઈઓથી નવાજે, આમીન.

**(મુફતી) અબ્દુલ્લાહ વલી કાવીવાલા**

ખાદિમે હદીષ–ફતાવા–૧૯ રજબ, ૧૪૨૫ હિજરી
દારૂલ ઉલૂમ ભરૂચ કંથારીઆ. ૫ સપ્ટેમ્બર ૨૦૦૪ ઈસ્વી.

## ઈન્સાનિયત માટે આબે હયાત

આ એક એવી કિતાબ છે, જેને અમોએ આપના તરફ ઊતારી છે. (જેથી) આપ ઈન્સાનોને અંધારામાંથી બહાર કાઢી અજવાળા (રોશની) તરફ લઈ આવે. કુર્આને કરીમ ઈન્સાનોને અંધકારમાંથી અજવાળા (રોશની) તરફ લાવવાવાળી કિતાબ છે. રાહ ભૂલેલાઓને (ભટકેલાઓને) સીધા રસ્તા તરફ લાવવાવાળી છે. કુર્આને કરીમ પૂરી ઈન્સાનિયત માટે આબે હયાત છે.

## ઈબાદત જ ઈબાદત

કુર્આને મજીદ એવી કિતાબ છે, જેને જોવું પણ ઉબાદત છે, તેને હાથ લગાડવો પણ ઈબાદત છે, તેનું પઢવું પણ ઉબાદત છે, તેનું પઢાવવું પણ ઈબાદત છે, તેનું સાંભળવું પણ ઈબાદત છે, તેનું સંભળાવવું પણ ઈબાદત છે, તેનું સમજવું પણ ઈબાદત છે, તેના ઉપર અમલ કરવો પણ ઈબાદત છે, તેને મોઢે (ઝબાની) યાદ કરવું પણ ઈબાદત છે.

## રહમતે ઈલાહીની વરસાદ

આપણે દુનિયામાં લોહચુંબક જોયું હશે. જે લોખંડ (લોહા)ને પોતાના તરફ ખેંચતું હોય છે. એવુ જણાય છે કે આ કુર્આને મજીદ અલ્લાહ રબ્બુલ ઈઝઝતની રહમતોને ખેંચવાનું લોહચુંબક છે. જયારે કુર્આન પઢવામાં આવે તો તેને પૂરા ધ્યાનથી સાંભળો અને ચૂપ (ખામોશ) રહો, જેથી આપના ઉપર રહમતો વરસાવવામાં આવે. (મતલબ કે) જે મજલિસમાં કુર્આન પઢવામાં આવે અથવા સાંભળવામાં આવે અથવા બયાન કરવામાં આવે તે મજલિસ ઉપર અલ્લાહ તઆલાની રહમતો વરસ્યા કરતી હોય છે. મતલબ કે અલ્લાહની રહમતનો વરસાદ શરૂ થઈ જાય છે. (ખુત્બાતે ફકીર, સફા : ૨૧૩–૨૧૪)

## કુર્આને મજીદથી ઈશ્ક-મુહબ્બત

દરેક વખત (દૌર) અને દરેક યુગ (જમાના)માં આ કુર્આને કરીમથી મુહબ્બત કરવાવાળા ગુજરેલા છે. દુનિયામાં કોઈ એવી બીજી કિતાબ નથી.

જેની સાથે એટલી મુહબ્બત કરવામાં આવી હોય જેટલી કુર્આને મજીદથી કરવામાં આવી છે. આ કુર્આને મજીદ તન્હાઈ—એકાંતમાં પણ પઢવામાં આવ્યું, તેને મહેફિલોમાં પઢવામાં આવ્યું, તેને રાતના અંધારાઓમાં પઢવામાં આવ્યું, દિવસના અજવાળામાં પઢવામાં આવ્યું, ધીમા અવાજે પઢવામાં આવ્યું, મોટા (બલંદ) અવાજે પઢવામાં આવ્યું, તેને પઢીને રડવામાં આવ્યું અને સાંભળીને રડવામાં આવ્યું. તેના એક—એક શબ્દ ઉપર મહેનત કરવામાં આવી, તેના એક—એક શબ્દોને મોઢે (ઝબાની) કરવામાં આવ્યો, એક—એક શબ્દના મતલબને સમજવામાં આવ્યો, તેનાથી મુહબ્બત કરવાવાળાઓએ પૂરેપૂરી ઝિંદગી ખિદમત કરતાં કરતાં ખપાવી આપી અને છેવટે આ કહેતા ગયા : અય અલ્લાહ ! આપ અગર નૂહ (અલૈ.) જેટલી ઉંમર (જીવન) પણ આપો તો અમે પૂરી ઉંમર આ કુર્આનને પઢવા—પઢાવવામાં ખપાવી આપીએ. અરે ! દુનિયામાં બીજી કઈ એવી કિતાબ છે, જેની સાથે ઈન્સાનોએ આ પ્રમાણે મુહબ્બત કરી હોય. સુબ્હાનલ્લાહ ! (ખુત્બાતે ફકીર : સફા—૨૨૧)

## કુર્આને પાકની શફાઅત

કુર્આને પાક કિયામતના દિવસે શફાઅત કરશે. હદીસે પાકમાં વર્ણન છે કે કુર્આને પાકને એક નવજવાનની સૂરત (શકલ)માં રજૂ કરવામાં આવશે. કુર્આને મજીદ અલ્લાહ તઆલાથી શફાઅત (અપીલ) કરશે કે અય અલ્લાહ ! જેઓએ મને યાદ કર્યું અને જેઓ મારી તિલાવત કરતા હતા તેઓએ મારો હક્ક અદા કર્યો છે. તેઓ મારા મૂનિસ (ઉન્સિયત આપનાર), ગમગુસાર (ગમ દૂર કરનાર) હતા. તેઓ મારાથી મુહબ્બત કરવાવાળા હતા. કુર્આન કહેશે કે અય અલ્લાહ ! હું તેમનો મહેમાન હતો. તેઓએ મારી મહેમાનનવાઝીનો હક્ક અદા કર્યો. અય અલ્લાહ ! એમને જન્નતમાં દાખલ કરી આપો. અલ્લાહ તઆલા કુર્આને મજીદની અપીલ કબૂલ ફરમાવી આવા લોકોને વિના હિસાબ—કિતાબ જન્નતમાં દાખલ કરી આપશે. (ખુત્બાતે ફકીર : સફા—૨૨૯)

## સૂરએ બકરહની અઢી વર્ષમાં તા'લીમ

હદીસે પાકમાં વર્ણન છે કે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ સૂરએ બકરહને અઢી વર્ષમાં મુકમ્મલ—પૂરી કરી. હાલાંકે તેમની માતૃભાષા અરબી હતી. પછી તેમને પઢવામાં શું પરેશાની હતી ? પરંતુ સચ્ચાઈ એ છે કે તેઓ

કુર્આને કરીમની એક આયત પઢતા હતા, પછી તેના ઉપર અમલ કરતા હતા. એક તરફ કુર્આન મુકમ્મલ થતું હતું તો બીજી તરફ તેઓનો અમલ તેઓની ઝિંદગી–જીવન બિલકુલ કુર્આનના મુતાબિક–પ્રમાણે થઈ જતી હતી. એટલા માટે હઝરત ઉમર (રદિ.)ના અમલ બિલ કુર્આન વિશે કહેવામાં આવે છે કે, "તેઓ અલ્લાહના હુકમો–ફરમાનો સાંભળીને પોતાની ગરદન નમાવી દેવાવાળા હતા." (ખુત્બાતે ફકીર : સફા–૨૩૦/૨૩૧)

## ફાતિહાનો સહીહ તરીકો

**સવાલ :** ફાતિહા કોને કહેવામાં આવે છે ? અને ફાતિહાનો શું દરજ્જો છે ?

**જવાબ :** ઉર્ફ અને લુગાત (ભાષા)માં ઈસાલે સવાબ કરવાને ફાતિહા કહેવામાં આવે છે. મુર્દાઓને સવાબ પહોંચાડવું અહાદીષથી સાબિત છે. કોઈપણ મુસલમાન તેનો ઈનકાર નથી કરી શકતો અને આમ ઉર્ફમાં સવાબ પહોંચાડવાની દુઆને ફાતિહાનો દરજ્જો આપવામાં આવે છે.

**સવાલ :** અમે કઈ ચીઝો અને કામોનો સવાબ પહોંચાડી શકીએ છીએ ?

**જવાબ :** આપણા હનફી મઝહબમાં હલાલ માલ સદકો તથા ખયરાત કરીને અને નમાઝ – રોઝહ તથા કુર્આન શરીફ વગેરે પઢીને તથા દરેક નેક–સારું કામ કરીને તેનો સવાબ–માલી હોય અથવા બદની (જિસ્માની) પહોંચાડી શકાય છે.

**સવાલ :** ફાતિહાથી શું ફાયદો છે ?

**જવાબ :** મુર્દાઓ (મર્હૂમો) આપણા સવાબની રાહ–ઈન્તિઝાર કરતા હોય છે. તેમને સવાબ પહોંચાડવાથી અલ્લાહના ફઝલો કરમથી અઝાબ ઓછો તથા આસાન થાય છે અથવા અલ્લાહ તઆલા મગફિરત કરી આપે છે. તેઓને રાહત મળે છે. દરજ્જાઓ બલંદ થાય છે. મુર્દાઓ ઘણાજ ખુશ થાય છે. મુર્દાઓની ઝિંદગીનો હાલ અલ્લાહ તઆલા જ બહેતર જાણે છે.

**સવાલ :** શું પયગમ્બર, નબી, વલી, શહીદ પણ સવાબના ઈન્તિઝારમાં રહે છે.

**જવાબ :** અલ્લાહના ફઝલો કરમથી તેઓ અલ્લાહના ફરમાંબરદાર–પાલન કરનાર પ્યારા મહબૂબ બંદાઓ છે અને તેઓ જન્નતી છે. કબ્રમાં પણ અલ્લાહની નેઅમતોથી સરફરાઝ–માલામાલ થાય છે. તેઓ બેફિકર રહેતા હોય છે. આપણા ગુનેહગારોના મોટા મોટા અને સૌથી બેહતર સવાબથી પણ તેમના દરજ્જાઓ અને મરતબાઓ ઘણા બલંદ–ઉચા છે. તેઓ આપણા સવાબના ઈન્તિઝારમાં રહેતા નથીઃ પરંતુ તેઓને પણ સવાબ પહોંચાડવું ફાયદાથી ખાલી નથી. આપણી બહેતરી–ભલાઈનો ઝરિયહ તથા સબબ છે.

**સવાલ :** સવાબ પહોંચાડવો ફર્ઝ છે અથવા વાજિબ છે ? અગર ન પહોંચાડે તો ગુનાહ થશે કે નહિં ?

**જવાબ :** સવાબ પહોંચાડવો ફર્ઝ અથવા વાજિબ તો નથી; પરંતુ મુસ્તહબ–નફલ છે. સવાબ પહોંચાડો તો મળશે અને ન પહોંચાડો તો કોઈ ગુનાહ નથી.

**સવાલ :** ફાતિહા (સવાબ) પહોંચાડવાનો સહીહ તરીકો શું છે ?

**જવાબ :** પોતાની તાકત–કુદરત પ્રમાણે હલાલ કમાઈમાંથી અલ્લાહના નામ ઉપર રૂપિયા–પૈસા, રોટી–સાલન(ખાવા), કપડાં–અનાજ વગેરે ખાસ કર્યા વગર અને રસમો–રિવાજની પાબંદી છોડીને સૌથી પહેલા ગરીબો અને જરૂરતમંદો–મહોતાજોમાં ખૈરાત કરીને અથવા નમાઝ–રોઝહ અદા કરીને આ રીતે નિય્યત અથવા દુઆ કરવામાં આવે કે અય અલ્લાહ ! આ નેક–ભલાઈના કામનો સવાબ મારા તરફથી હઝરત મુહમ્મદ (સલ.)ને પહોંચાડી આપો અથવા હઝરત ઈમામ હસન (રદિ.)ને અથવા હઝરત ઈમામ હુસૈન (રદિ.)ને અથવા મહબૂબે સુબ્હાની શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.)ને અથવા ફલાણા વલીને અથવા મરા માં–બાપને અથવા ફલાણા સગા–સંબંધીઓને પહોંચાડશો. તમે જેમના માટે સવાબ પહોંચાડવાની નિય્યત અથવા દુઆ કરશો તે સવાબ અલ્લાહ તઆલા તેમને પહોંચાડી આપશે. (આ રીતે નિય્યત તથા દુઆ કરવાને આમ લોકો ફાતિહાનો દરજ્જો આપે છે.)

**સવાલ :** કુર્આન શરીફ વગેરે પઢીને સવાબ પહોંચાડવાનો સહીહ તરીકો શું છે ?

**જવાબ :** બિસ્મિલ્લાહ સાથે સૂરએ ફાતિહા (અલ્હમ્દુ શરીફ), કુલ અઉઝુ બિરબિલ્લ ફલક અને સૂરએ નાસ, સૂરએ ઈખ્લાસ (કુલ હુવલ્લાહ), સૂરએ કાફિરૂન, સૂરએ બકરહની શરૂ તથા છેવટની આયાતો, આયતુલ કુર્સી, સૂરએ મુલ્ક, સૂરએ યાસીન વગેરે અથવા અલ્લાહના નામોમાંથી કોઈ નામ અથવા કલિમ–એ–તય્યિબહ–લા ઈલાહ ઈલ્લલ્લાહ અથવા દુરૂદ શરીફ કોઈ પણ વખતે પઢીને એ રીતે સવાબ પહોંચાડો કે અય અલ્લાહ ! મારા આ નેક કામનો સવાબ નબી (સલ.)ને અથવા ફલાણા વલી સા. ને અથવા ફલાણા માણસને પહોંચાડશો. બસ, અલ્લાહ તઆલા સવાબ પહોંચાડી આપશે. સવાબ પહોંચાડવા માટે અમલ કર્યા પછી આ રીતે દુઆ અથવા નિય્યત કરી લેવી કાફી છે. આ સહીહ તરીકાથી સવાબ પ્રાપ્ત (હાસિલ) થશે.

## જરૂરી મસાઈલ

*(દીનના એક–એક મસ્અલાને શીખવા તથા શિખવવાવાળાને સેંકડો રકા'ત નફલ નમાઝ પઢવાનો સવાબ મળશે)*

**સવાલ :** ફાતિહા પઢવા માટે હંમેશા નકકી કરેલ (ફલાણી–ફલાણી) સૂરત જ પઢવાની શરત છે અથવા આવી શરત નથી ?

**જવાબ :** શરીઅતમાં આવી કોઈ શર્ત અથવા હદ નકકી–મુકર્રર નથી. જે ચાહે તે પઢીને બખ્શી શકાય છે. કુર્આન શરીફ અંદર જોઈને અથવા મોઢે (ઝબાની) જેટલું વધારે અથવા જેટલા વખતે પઢવામાં આવે દરેક હર્ફ (શબ્દ) ઉપર દસ નેકીઓનો સવાબ મળશે.

**સવાલ :** ઓરતનું ફાતિહા દેવું–સવાબ પહોંચાડવું બરાબર છે કે નહિં ?

**જવાબ :** યકીનન્ બરાબર છે–સહીહ છે. દરેક ઓરત પોતાના નેક કામનો સવાબ પોતે જ બીજાઓને બખ્શી શકે છે. મુલ્લાઓ તથા મુઅઝ્ઝિનને બોલાવવાની અને તેમનો ઈન્તિઝાર કરવાની તકલીફ ઉઠાવવાની કોઈ જરૂરત નથી. દરેક ઓરત પોતે જ ઈસાલે સવાબ કરે અને પોતાની દીકરી–વહુ વગેરેને શીખવાડી આપે તેમાં જ ઘણી ભલાઈ છે. (ફાતિહાકા સહીહ તરીકા:સફા–૧૫ થી ૧૮)

**સવાલ :** કોઈ સવાબ એક જ વખતમાં કઈ—એકથી વધુ મુર્દાઓને બખ્શવામાં આવે તો બધાંને પૂરેપૂરો સવાબ મળશે કે નહિ ?

**જવાબ :** હિસ્સા પ્રમાણે દરેકને બરાબર સવાબ જરૂરથી મળે છે. અલ્લાહ ચાહે તો પૂરેપૂરો સવાબ પણ આપે છે. તેના ખઝાનામા કોઈ કમી નથી.

**સવાલ :** ખયરાત તથા સદકાનું ખાવા વગેરે માલદાર તથા ગરીબને અવડાવી શકાય છે કે નહિં ?

**જવાબ :** નફલ—સદકાનું ખાવા માલદાર તથા ગરીબ દરેકને ખવડાવી શકાય છે, પરંતુ રહમના લાયક માણસો, આંધળાઓ, લંગડાઓ, મઅઝૂરો અને મોહતાજોનો વધારે ખ્યાલ રાખવો જોઈએ. અગર નઝર તથા મન્નતની વસ્તુઓ હોય તો માલદારોએ ખાવું સહીહ નથી. વાજિબ સદકો, ઝકાત તથા સદકએ ફિત્ર વગેરે માલદાર માટે હરામ છે અને મય્યિત (મુર્દા)ના તરફથી જે સદકો હોય તે ન માલદારને દેવામાં આવે અને ન તે તેને પોતે લે. મરનાર (મુર્દા)નુ ખાવા ફકત ગરીબો (ફકીરો) માટે જ છે.

**સવાલ :** સવાબ પહોંચાડવા માટે બીજું કોઈ કામ (અમલ) પણ કરી શકાય છે કે નહિં ?

**જવાબ :** હા. જરૂર કરી શકાય છે. દા.ત. મસ્જિદ—મદ્રસા—મુસાફિરખાનું વગેરે બનાવવું. ગરીબની શાદી કરાવવી અથવા તેનો કર્ઝો આપવો. ગરીબ અથવા મુસાફિર માટે કફન—દફનનો બંદોબસ્ત કરવો. કુર્આન શરીફ તથા દીની મઝહબી કિતાબો ખરીદીને સવાબ અર્થે વહેંચવી. પાણીની કૂવો ખોડાવવો તથા તેને ઠીક (રિપેર) કરાવવો વગેરે. આવા સારા કામોમાં મદદ કરીને—ભાગ લઈને તેનો સવાબ પહોંચાડવામાં આવે તો દીન અને દુન્યાનો બમણો નફો થાય અને હંમેશના માટે સવાબ મળતો રહે.

**સવાલ :** કબ્રોની ઝિયારત (મુલાકાત) કરવી સહીહ છે કે નહિ ?

**જવાબ :** કેવા કેવા નેક તથા બદ (ખરાબ) લોકો તેમનો કેવો હાલ થયો. ઈબ્રત(સબક) હાસિલ કરવા અને પોતાની મગફિરત અને મુર્દાઓને સવાબ પહોંચાડવા માટે મરદો માટે કબ્રસ્તાનમાં જવું સહીહ છે, બલકે મુસ્તહબ છે. ઔરતો માટે કબ્રસ્તાનમાં જવાની સખ્ત મનાઈ છે. દિલ્હીના બાદશાહ ફીરોજશાહ પર અલ્લાહની રહમતો નાઝિલ થાય કે તેઓએ કાનૂનના વડે ઔરતો ને કબ્રો ઉપર જવાથી રોકી આપી. (રૂજહાનાતે સલાતીને દેહલી, ફાતિહકા સહીહ તરીકા : સફા—૨૯)

**નોંધ :** શરીઅત પ્રમાણે કબ્રોની ઝિયારત કરવી, ફાતિહા પઢવું, સવાબ પહોંચાડવું ફર્ઝ તથા વાજિબ નથી, ફકત મુસ્તહબ છે. તેને અદા કરવામાં શરીઅતના વિરૂધ્ધ નિય્યત કરવી અથવા કામ કરવાથી સવાબ મળવાન બદલે ગુનાહ થશે. માટે ખુબ જ એહતિયાત(બચવા)ની જરૂરત છે.

**સવાલ :** નઝર તથા મન્ન્ત કોને કહેવામાં આવે છે ?

**જવાબ :** નઝર(નિયાઝ) લુગત (શબ્દકોષ)માં નેકી અથવા બદીનો વાયદો કરવાને કહે છે, પરંતુ શરીઅતમાં તેનો મતલબ દિલમાં ઈરાદો કરી કોઈ ઈબાદત (અમલ)ને પોતાના ઉપર લાઝિમ (જરૂરી) કરી લેવું જે તેના ઉપર જરૂરી ન હતું. કોઈ નેક ઉમ્મીદ (તમન્ના) પૂરી થયા પછી માલ–રૂપિયા–પૈસા વગેરે અલ્લાહના નામ ઉપર ખૈરાત(ખર્ચ) કરીને અથવા નફલ નમાઝ–રોઝહ રાખીને પહેલેથી નિય્યત કરવાને નજર તથા મન્નત કહેવામાં આવે છે.

**સવાલ :** મન્નત માનવાનો સહીહ તરીકો શું છે ?

**જવાબ :** આ રીતે બોલવામાં આવે અથવા નિય્યત કરવામાં આવે કે અય અલ્લાહ ! મારી ફલાણી ઉમ્મીદ પૂરી થાય. દા.ત. બીમારીથી શિફા મળે અથવા ખોવાઈ ગયેલી વસ્તુ અથવા નોકરી મળે તો ચા રકા'ત નફલ નમાઝ અથવા ૧૦૦ વખત કલિમ–એ–તય્યિબહ (લા ઈલા–હ ઈલ્લલ્લાહ) અથવા દુરૂદ શરીફ પઢીશ અથવા રોઝહ રાખીશ અથવા બે રૂપિયા અથવા બે મીટર કપડું અથવા ત્રણ શેર અનાજ ખયરાત કરીશ અથવા દસ ગરીબોને એક અથવા બે વખત ખાવાનું ખવડાવીશ..... વગેરે આ રીતે તાકાત પ્રમાણે અદા કરવાની નિય્યત કરી લે. જયારે મુરાદ(તમન્ના) પૂરી થઈ જાય તો ઈકરાર એટલે કે માનેલી મન્નતનું પૂરૂં કરવું વાજિબ થઈ જાય છે. અગર અદા ન કરે તો ગુનેહગાર થશે.

**સવાલ :** નઝર તથા મન્નતની વસ્તુઓમાં પોતે લેવું અથવા માલદારોને આપવું સહીહ છે કે નહિ ?

**જવાબ :** નઝર માનેલી વસ્તુઓ ગરીબોનો હકક છે. તેમાંથી પોતે લેવું અથવા માલદારોને આપવું કોઈ પણ રીતે સહીહ નથી. અગર લેશે અથવા આપશે તો ફરી અદા કરતાં સુધી નઝર–મન્નત પૂરી નહીં થાય.

(ફાતિહાકા સહીહ તરીકા:સફા–૩૭)



# મુફતીયાને કિરામના ફતાવા

**સવાલ :** અમારે ત્યાં કોઈનો ઈન્તિકાલ થાય છે ત્યારે મસ્જિદમાં જનાઝાની નમાઝ પછી અથવા કબ્રસ્તાનમાં દફનક્રિયા પછી એલાન કરવામાં આવે છે કે ફલાણી મસ્જિદમાં ફલાણી નમાઝ પછી મય્યિતના ઈસાલે સવાબ માટે કુર્આનખ્વાની થશે. આ તરીકો ઘણા વર્ષોથી ચાલુ છે અને ઘણીવાર મસ્જિદનાં ઈમામ સાહેબના ન બેસવાથી તેઓને મહેણાં–ટોણાંના નિશાન બનાવવામાં આવ્યા અને ઘણીવાર આ એલાન ઉપરાંત સગાં–વહાલાંઓને કુર્આન–ખ્વાનીમાં શરીક થવાની ખુસૂસી દાવત આપવામાં આવે છે. તો આ રીતે એલાન કરીને લોકોને ભેગા કરવું કે જેનાથી ઈજતિમાઈ (સામૂહિક) શકલ સાબિત થાય છે. દાવત આપવામાં શામિલ થઈને નીચે આપેલ ઈમ્દાદુલ ફતાવાના ફત્વાનો મિસ્દાક બનશે કે નહિ ?

**જવાબ :** ઈસ્લામમાં જે શરઈ હુકમો ગમી–ખુશી–ઈબાદત–દુઆ વગેરે બાબત કુર્આન શરીફ અને હદીષ શરીફથી સાબિત હોય તો તેનાઉપર દુનિયાના સર્વે મુસ્લિમોએ અમલ કરવો જોઈએ અને જે ચીજો–રિવાજો કુર્આન શરીફ અને હદીષ શરીફ અને સહાબએ કિરામ (રદિ.), ફુકહાએ ઈઝામ (રહ.) થી સાબિત ન હોય તેને છોડવા જરૂરી છે. દીને ઈસ્લામ સંપૂર્ણ મઝહબ(ધર્મ) છે. તેમાં કિયામત સુધીના અહકામો બતાવવામાં આવ્યા છે, તેમાં વધારા–ઘટાડાની કંઈ પણ જરૂરત નથી. પાછળથી કે કંઈ દીનમાં વધારો–ઘટાડો કરવામાં આવશે તે દીને ઈસ્લામ કહેવાશે નહિ, તે બિદઅત કહેવાશે. તેને સર્વે મુસ્લિમોએ છોડવું જરૂરી રહેશે અને તે છોડવામાં ફકત અલ્લાહની રઝામંદી ખાતર છોડવું પડશે. તે બાબત સગાંઓ તથા સમાજની લાન–તાનની પરવા કે ફિકર કરવાની રહેશે નહિ, કારણ કે દીન પર ચાલવા માટે અલ્લાહનો આદેશ છે :

**લા યખાફુ ફિલ્લાહિ લવ્મ–ત લા–ઈમ.**

**અર્થ :** દીનના કામ બાબત કોઈ પણ લાન–તાન કે મલામત કરવાવાળાની મલામતની ફિકર–પરવા કરવી ન જોઈએ, કોઈનાથી ડરવું ન જોઈએ.

કોઈ વ્યકિતના મૃત્યુ પર હુઝૂર નબી (સલ.) અને સહાબએ કિરામ (રદિ.) અને તાબિઈને ઈઝામ (રહ.) અને તબ્એ તાબિઈન (રહ.), ફુકહાએ ઈઝામ (રહ.)થી મસ્જિદમાં મગફિરતની દુઆ માટે એલાન કરવા માટેનો આગ્રહ કરવો કે એલાન કરવું સાબિત નથી. હવે જે સાબિત ન હોય તેના માટે એલાન નો આગ્રહ

કરવો જ ન જોઈએ, કારણ કે તે એક રિવાજી ચીઝ થઈ જવાથી તેમાંથી બહાર નીકળવું જરૂરી છે, કારણ કે જે રિવાજી હોય તેમાં નિખાલસતા હોતી નથી. જે એલાન કરવાની પ્રથા–રિવાજ બાકી રાખવામાં આવશે અને એલાન માટે મય્યિતનાં સગાંઓ તરફથી આગ્રહ થતો રહેશે તો ભવિષ્યમાં નવી પેઢી તેને એક ઈસ્લામી હુકમ સમજીને ફરજિયાત માનશે અને એક ભયંકર રિવાજ મજબૂતી સાથે ચાલી પડશે. જેને ખત્મ કરવા–મિટાવવા માટે ઘણી મહેનતો કરવી પડશે, જેથી કોઈપણ જાતનું એલાન ઈમામ સાહબ પાસે–મય્યિતને મગફિરતનું એલાન–યાસીન શરીફ જુમ્આના દિવસે ભેગા થઈને પઢી તેમજ એલાન કરી ભેગા કરી કુર્આન શરીફ ખતમ કરીને દુઆ માટે આગ્રહ કરવાનું–આ સર્વ છોડવું જરૂરી છે. આગ્રહ કરીને ભેગા કરીને ખતમ કરીને, યાસીન પઢીને દુઆ માટે કહેવું, ઈમામ સાહબ ન કરે તો શિકાયત–ફરિયાદ કરવી તે સર્વે નાજાઈઝ છે.

વ્યકિતગત મર્હૂમ માટે ઈસાલે સવાબ તેમજ મગફિરતની દુઆનું કહેવામાં કોઈ જાતનો વાંધો નથી, જેમાં નિખાલસતા છે. ભલે, તે કોઈ પણ નેકીનું કામ કરીને મર્હૂમો માટે ઈસાલે સવાબ કરી શકે છે. તે બાબત હઝરત અલ્લામહ થાનવી (રહ.) ફરમાવે છે કે ભેગા કરી એલાન કરીને દસ વાર કુર્આન ખતમ કરીને ઈસાલે સવાબ કરવા કરતાં વ્યકિતગત ત્રણ વાર સૂરએ ઈખ્લાસ પઢીને મર્હૂમોને બખ્શી આપે તેમાં પૂરા કુર્આન શરીફના ખતમનો સવાબ મળશે. તે બેહતર છે, કારણ કે તેમા ઈખ્લાસ છે, રિયાકારી અને દેખાવો નથી. જયારે એલાન કરી પ્રચલિત રિવાજ પ્રમાણે ભેગા કરી કુર્આનખ્વાની કરવી તેમજ યાસીન શરીફના ખતમ માટે ભેગા કરવા અને તે બાબત ઈમામ સાહબથી એલાન કરાવવું અને એલાન માટે આગ્રહ કરવો એ ઈમામ સાહબ પર ઝુલ્મ–ઝિયાદતી છે.

વ્યકિતગત–ઈન્ફિરાદી દુઆ માટે સર્વેને મર્હૂમનાં સગાંઓ કહી શકે છે, તેના માટે મસ્જિદના ઈમામ સા. ને દુઆની દરખાસ્ત કરી શકાય છે. એલાનની પ્રથા છોડવી જોઈએ, કારણ કે તે ગૈર જરૂરીને જરૂરી સમજી તે બાબત આગ્રહ કરવામાં આવે છે. આગ્રહ કરવો જાઈઝ નથી. મસ્જિદની બહાર નમાઝી ભાઈઓ વાંચી શકે તે રીતે લેખિત જાણ કરી શકાય છે. દા.ત. ફલાણી વ્યકિતનો ઈન્તિકાલ થઈ ગયો છે. દરેકે પોતે–પોતે મર્હૂમ માટે કોઈપણ નેકી કરી ઈસાલે સવાબ કરવા અપીલ છે. તેમજ મર્હુમો માટે મગફિરતની દુઆ કરવા વિનંતી કરીએ છીએ.

અલ્લાહમહ શામી (રહ.)એ મેઅરાજુદિરાયહના હવાલાથી ભેગા મળીને ખતમ કરવા–દુઆ કરવા બાબત લખ્યું છે :

**હાઝિહિલ અફઆલુ કુલ્લુહા લિસ્સુમઅતિ વર્રિયાઅ ફયહ્તરિઝુ અન્હા. લિઈન્નહુમ લા યુરીદૂ-ન બિહા વજ્હલ્લાહિ તઆલા.**

(શામી : ભાગ–૧, પેજ–૮૪૨)

**અર્થ :** ભેગા મળીને એલાન કરીને ખતમ પઢવું, યાસીન પઢવું અને મર્હૂમ માટે દુઆ કરવી સર્વે કામો દેખાડા અને નામ કમાવવા માટે છે, જેનાથી બચવું જોઈએ. એટલા માટે કે તે સર્વે કામોમાં ઈખ્લાસ હોતો નથી.

હઝરત મુફતી અ.રહીમ લાજપૂરી(દા.બ.) પોતાની કિતાબ ફતાવા રહિમીય્યહ ભાગ–૬, પેજ–૧૮૩માં જણાવે છે કે એલાન કરી દઅવત આપી બધાને ભેગા કરી કુર્આન શરીફનો ખતમ રાખી તેમજ યાસીન શરીફનો ખતમ રાખી દુઆ કરવી, મર્હૂમોને સવાબ અર્થે તેમજ ઈમામો પાસે એલાનો કરાવવા આ સર્વે કામો સુન્નત વિરૂદ્ધ છે. તે છોડવા લાયક છે અને ઈમામો પર એલાન માટે આગ્રહ કરવો અને ઈમામોને એલાનના જિમ્મેદાર ઠેરવવા ઈમામો પર ઝુલ્મ અને ઝિયાદતી છે. જેમ કે તેમનું લખાણ આ પ્રમાણે છે.

લિહાઝા આપકે યહાંકા દસ્તૂર ખિલાફે સુન્નત ઔર કાબિલે તર્ક હૈ. ઈસકા ઈમામોં કો પાબંદ બનાના ઝુલ્મ ઔર ઝિયાદતી હૈ.

(ફતાવા રહિમીય્યાહ : ભાગ–૬, પેજ–૧૮૩)

**નોંધ :** ત્રિજયું, ચાળીસમું, છમ્માઈ, વર્ષી–એ સર્વે બિદઅત છે. તે સર્વેથી રોકવું અને બિદઅતની વઈદો બયાન કરી સુન્નતોની જાણકારી આપવી ઉલમાએ કિરામ અને મુફતીયાને ઈઝામની જવાબદારીઓ છે કે ફિત્નો ન થાય તે રીતે બયાનો વગેરેમાં સમજુતી આપી બિદઅત અને હરામ કામોથી રોકવા જોઈએ. નહિ તો કયાં સુધી બિદઅતો ચલાવી લેવામાં આવશે. અલ્લાહ બચાવે અને નેક અમલની તૌફીક બખ્શે, આમીન !

## હઝરત (મવ.) મુફતી અબ્દુલ્લાહ વલી કાવીવાલા (ગુફી-રલહુ)

ઉસ્તાઝે હદીષ વ નાયબ મુફતી (દારૂલ ઉલૂમ, કંથારીઆ).
૨૦–૧–૧૪૨૨ હિ. ૧૫–૪–૨૦૦૧ ઈ.



**સવાલ :** અમારા ગામમાં હાલ આ પ્રથા શરૂ થઈ છે કે અગર ગામમાં મય્યિત થાય છે તો મસ્જિદના બોર્ડ પર એલાન લખી યાસીન શરીફનો ખતમ થાય છે.

જેમાં ઈમામ સાહેબને બેસવાનું જરૂરી ઠેરવે છે અને અમુક ભાઈઓ મસ્જિદમાં યાસીન શરીફ સાથે પોતાના ઘરે બહારના સગાંઓને બોલાવી દઅવત કે પીણાંનો ઈન્તિઝામ કરે છે. આ બાબતે શરઈ હુકમ શું છે તે જણવવા વિનંતી.

**જવાબ :** મુર્દાઓને સવાબ પહોંચાડવું ઘણું જ બહેતર કામ છે. નફલ ખૈર–ખયરાત તેમજ નફલ નમાઝ–રોઝહ, કુર્આને પાકની તિલાવતનો સવાબ મર્હૂમોને પહોંચે છે. શરીઅતનો તરીકો એ જ છે. ખૈર–ખયરાત અને તિલાવત, નફલ નમાઝ, દુરૂદ શરીફ પઢીને આ પ્રમાણે કહેવામાં આવે કે, "અય અલ્લાહ ! મેં જે કંઈ પઢયું છે તેનો સવાબ ફલાણા મય્યિતને પહોંચાડી આપજો" અને હુઝૂર (સ.અ.વ.)ના આપણા ઉપર જે અહેસાનો છે તો હુઝૂર (સલ.)ને પણ સવાબ પહોંચાડવામાં આવે.

(કિફાયતુલ મુફતી : પેજ–૧૧૨, ભા–૪, શામી : પેજ–૮૪૪, ભા–૧)

સારાંશકે પોત–પોતે પોતાની નફલ ઈબાદતનો સવાબ પહોંચાડી શકે છે. મય્યિતના ઘરે દઅવત આપી, કાગળો લખી સગા–સંબંધીઓને બોલાવવા, દૂધ કે ખાવાની દઅવત કરવી એ જાઈઝ નથી, શરીઅત વિરૂદ્ધ છે, કારણ કે દઅવત ખુશીના મોકા ઉપર થાય છે, ન કે ગમીમાં દઅવત કરવામાં આવે છે.

**યકરહુ ઈત્તિખાઝુદઅવતિ મિનત્તઆમિ મિન અહલિલ મય્યિ લિઅન્નહુ શરઅ ફીસ્સુરૂર લા ફીશ્શુરૂર વહી–ય બિદઅતુન મુસ્તકબહતુન.... વઈનીત્તખઝ તઆમન લિલ ફુકરાઈ કાન હસનન.** (શામી : ૮૪૨, ભા–૧, કબીરી–૫૬૧)

આ ખાવું વધુ પ્રમાણમાં તો રસ્મો અને રિવાજ મુજબ કરવામાં આવે છે. અગર એનાથી મકસદ મય્યિતને સવાબ પહોંચાડવાનો હોય તો એ ખાવાના ખરા હકદાર નાદાર અને ગરીબ લોકો હોય છે. સગા–સ્નેહીઓ અને માલદાર એના મુસ્તહિક હોતા નથી. ગૈર મુસ્તહિકનું ખાવામાં શરીક થવું મકરૂહ છે.

(કિફાયતુલ મુફતી : પેજ–૧૧૬, ભા–૪)

કુર્આને હકીમ અને આપ (સલ.)ની મુબારક હદીષોથી ફલિત થાય છે કે મય્યિતના સગા–સંબંધીઓ પોત–પોતે કુર્આને પાકની તિલાવત કરી ખૈર–ખયરાત કરી, નફલ રોઝહ તેમજ નફલ હજ અદા કરી પોતાના મર્હૂમો અથવા મર્હૂમોને સવાબ પહોંચાડે તેમજ દુઆ કરતા રહે. કુર્આને પાકમાં માં–બાપ માટે હિદાયત કરવામાં આવી છે કે આ પ્રમાણે દુઆ કરે : "**વ કુર્રબ્બીર હમ હુમા કમા રબ્બયાની સગીરા**" : અય મારા પરવરદિગાર ! મારા માં–બાપ પર રહમ કર,

જે પ્રમાણે કે એમણે મારા નાનપણમાં પાળી–પોષીને મને મોટો કર્યો.

હઝરત ઈબ્રાહીમ(અલૈ.)ની દુઆ કુર્આનમાં નકલ કરવામાં આવી છે : "રબ્બન–ગ્ફીરલી વલિ વાલિદય્ય વલિલ મુઅ્મિની–ન યવ્મ યકુમુલ હિસાબ" : અય અમારા પરવરદિગાર ! મને અને મારા માં–બાપને અને બધા મુઅમિનોને હિસાબના દિવસે બખ્શી આપજો.

**અહાદીષ :** હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે મેં નબીએ કરીમ (સલ.)ને ફરમાવતા સાંભળ્યા છે કે જે ઘરમાં કોઈ મરણ પામે અને ઘરવાળાઓ તેના તરફથી સદકો કરે છે (નફલ ખૈર–ખયરાત કરે છે) તો તેનો સવાબ હઝરત જિબ્રઈલ (અલૈ.) નુરના થાળમાં મૂકીને તેની કબર પર લઈ જાય છે અને ત્યાં ઊભા રહી કહે છે : 'અય કબ્રવાળાઓ ! આ તોહફો તમારા ઘરવાળાઓ તરફથી તમોને મોકલવામાં આવ્યો છે, એને કબુલ કરો" તો મય્યિત ખૂશ થાય છે અને પોતાના પડોશી મય્યિતને ખૂશખબરી સંભળાવે છે અને જેમને સવાબ નથી પહોંચતો તેઓ ગમગીન રહે છે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.) થી રિવાયત છે કે નેક બંદાને અલ્લાહ તઆલ જન્નતમાં ઘણો ઉચ્ચ દરજજો અર્પણ કરશે તો તે તઅજ્જુબથી પૂછશે : "અય અલ્લાહ ! આ ઉચ્ચ દરજજો મને કેવી રીતે મળ્યો ? " તો અલ્લાહ પાક જવાબ આપશે : "તારી અવલાદના ઈસ્તિગફાર અને દુઆની બરકતથી મળ્યો."

(અહકામે મય્યિત : પેજ–૨૫૩)

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) થી રિવાયત છે કે આપ (સલ.)એ ફરમાવ્યું, મય્યિત પોતાની કબ્રમાં એ પ્રમાણે હોય છે જેવી રીતે દરિયામાં ડુબતો માણસ કે મય્યિત ઈન્તિજારમાં રહે છે કે મારો બાપ, મારી માં અથવા છોકરો કે દોસ્ત મારા માટે દુઆ કરે અને જયારે તે દુઆ કરે છે તો તે દુઆ તેને દુનિયા અને દુનિયાની બધી ચીઝોથી વધુ પસંદ હોય છે અને જીવતાઓનો તોહફો મુર્દાઓ માટે એ જ છે કે તેમના માટે ઈસ્તિગફાર કરતા રહે.

(નુરૂસ્સુદૂર : પેજ–૧૪૯)

ઉપરોકત કુર્આને પાક અને બધી જ હદીષોથી સાબિત થાય છે કે અસલ મય્યિતને તેના નઝદીકના સગાઓએ સવાબ પહોંચાડવો જોઈએ. સહાબા (રદિ.) પોતે જ મુર્દાઓના ફાયદા માટે ખૈર–ખયરાત, નફલ નમાઝ–રોઝહ વગેરે કરતા હતા. મૌલાના મન્ઝુર નોઅમાની (રહ.)એ લખ્યું છે કે સહાબ–એ કિરામ કરવું

(રદિ.)નો આમ તરીકો એ હતો કે યતીમ–ગરીબોની મદદ કરવાને પસંદ ફરમાવતા હતા અને ઈસાલે સવાબ પણ એવું જ કામ છે કે એનું એ'લાન અને જાહેર કરવું મુનાસિબ નથી. એ અલ્લાહના જીવિત બંદાઓ તરફથી મુર્દા બંદાઓ સાથે નેક વર્તણુક છે. (રિસાલા તહકીકે મસ્અલ–એ ઈસાલે સવાબ : પેજ–૧૭)

હઝરત અનસ (રદિ.)એ ફરમાવ્યું છે કે મેં રસૂલુલ્લાહ (સલ.)ને પૂછ્યું કે અમો અમારા મુર્દાઓ માટે દુઆ કરીએ છીએ, ખૈર–ખયરાત કરીએ છીએ, હજ કરીએ છીએ તો શું એનો સવાબ તેઓને પહોંચે છે ? તો આપ (સલ.)એ ફરમાવ્યું : "હા, તેઓને સવાબ પહોંચે છે અને તેઓ ખૂશ થાય છે. જેમ કે તમારામાંથી કોઈ હદિયે મળવાથી ખૂશ થાય છે. (અયની શર્હે બુખારી શરીફ : પેજ–૩૦૫, ભા–૬, તહતાવી : પેજ–૩૪૧) માટે પોતે પઢીને પોતાના મર્હૂમોને સવાબ પહોંચાડવો જોઈએ.

મસ્જિદમાં ખતમ રાખવાથી ભલે ખતમ પછી ખાવા–પીવાનું ન હોય છતાં આગળ જતાં મસ્જિદમાં ખતમ પઢવાનો રિવાજ અને રસમ ચાલુ થઈ જવાનો પૂરો સંભવ છે અને એ રિવાજ ચાલુ થઈ જવાથી જયાં સુધી એ રિવાજ ચાલુ રહેશે ત્યાં સુધી રિવાજ ચાલુ કરનારને ગુનાહ થતો રહેશે. આપ(સલ.)નું ફરમાન છે કે, "જેણે ઈસ્લામમાં કોઈ સારો રસ્તો ચાલુ કર્યો તો તેને એ નેકીનો સવાબ મળશે અને જયાં સુધી લોકો એના ઉપર અમલ કરશે, તેઓના અમલનો સવાબ પણ ચાલુ કરનારને મળશે. એ જ પ્રમાણે જેણે કોઈ બૂરો રિવાજ ચાલુ કર્યો તો તેનો ગુનાહ થશે અને જયાં સુધી લોકો તે બૂરા રિવાજ પર ચાલશે તે બધાઓનો ગુનાહ ચાલુ કરનારને થશે." (મુસ્લિમ શરીફ : પેજ–૩૪૧, ભા–૨)

આવા કામો ચાલુ કરવા દુરૂસ્ત નથી. ફિકહનો કાયદો છે : "દરઉલ મફસદતિ મુકદ્દમુન અય દફઉલ મફસદતિ મુકદ્દમુન અલા જલબીલ મસ્લીહતિ" અર્થાત્ કોઈ ભલાઈને હાસિલ કરવા પર બુરાઈને દૂર કરવું એ મુકદ્દમ (અગ્રીમતા) છે. (તહતાવી : ૨૯૪)

**હઝરત મુફતી ઈસ્માઈલ વાડીવાલા સાહબ - (રાંદેર)**

ઉસ્તાઝે હદીષ (દારૂલ ઉલૂમ,રાંદેર–હુસૈનિયા).



**સવાલ :** અમારા ગામમાં ઘણા વર્ષો પહેલા શરઈ બાબતે કુરિવાજો ચાલતા હતા. દા.ત. ઉર્સ કરવું, શાદીમાં પીઠી લગાવવી, વરઘોડો કાઢવો, રાત્રે દુલ્હાને

ઘોડા પર બેસાડી ફેરવવું જેને લોકભાષામાં ફુલકું કહે છે, નિકાહના સમયે દુલ્હાની ભાભીએ નિકાહની દઅવત માટે ઘરે–ઘર ફરી નિકાહની દઅવત આપવી. એ જ પ્રમાણે મરણ વખતે ત્રિજયું, ચાળીસું, છમાસિક (છમાઈ), વર્ષી કરવી.એમાંથી ગામે–ગામથી સગા–સંબંધીઓને બોલાવી મય્યિતવાળા દઅવત કરતા હતા અને મય્યિત થાય તો દિવસ–તારીખ નકકી કરી મદ્રસાના તલબાને બોલાવી ખતમ પઢાવતા હતા, તે પછી તેમની દઅવત થતી હતી. અલ્લાહના ફઝલ અને બુઝુર્ગોની કોશિશથી આ બધી ગેરશરઈ રસ્મો ખતમ થઈ ગઈ છે. હાલ આ પ્રથા શરૂ થઈ છે કે અગર ગામમાં મય્યિત થાય છે તો મસ્જિદના બોર્ડ પર એ’લાન લખી યાસીન શરીફનો ખતમ થાય છે, જેમાં ઈમામ સાહેબને બેસવાનું જરૂરી ઠેરવે છે અને અમુક ભાઈઓ મસ્જિદમાં યાસીન શરીફ સાથે પોતાના ઘેર બહારના સગાઓને બોલાવી દઅવત કે પીણાંનો ઈન્તિઝામ કરે છે. આ બાબતે શરઈ શું હુકમ છે તે જણાવવા વિનંતી.

**જવાબ :** સમાજમાં બિદઅતોની ઉત્પત્તિ તેનો પ્રસાર અને પ્રભાવ તેની મહત્ત્વતા એક દિવસમાં બધું નથી થઈ જતું, બલકે એક બિદઅતને કોઈ સમાજમાં પગપેસારો કરી પોતાનો પ્રભાવ પાથરતાં લાંબો સમય લાગે છે. શરૂ શરૂમાં એક કામ સામાન્ય અને સારું સમજી ચાલુ કરવામાં આવે છે, જેણે તેને કર્યું તેના દિલમાં પણ એના જરૂરી હોવાનો કોઈ ખ્યાલ હોતો નથી, પછી તેને જોઈ બીજી વ્યકિત પણ એવું કરવા પ્રેરાય છે અને ધીરે ધીરે એ કામ સમાજમાં પોતાનું એક મહત્ત્વ મેળવી લે છે અને લોકો પણ શરઈ હુકમોથી પોતાની અજાણતા અને જહાલતને લઈ તેને જરૂરી સમજવા લાગે છે. આપના લખવા મુજબ યાસીન શરીફના ખતમ માટે કોઈક ભાઈએ મસ્જિદનાં બોર્ડ પર દરખાસ્તરૂપે લખી તેની શરૂઆત કરી હશે તેના દેખાદેખી બીજા ભાઈઓ પણ એવું કરવા પ્રેરાયા, કારણકે આજકાલ માણસને પોતાને તો એટલો સમય મળતો નથી કે પોતાના તરફથી કાંઈક પઢી રોજ પોતાના રિશ્તેદારો તેમજ અન્ય મોહસિનોને સવાબરૂપે બખ્શે. એટલે તેને આ સૂરત ઘણી જ સારી અને સરળ દેખાય છે કે અન્ય લોકોને આ રીતે ભેગા કરી પોતાના ખ્યાલથી પોતાના મર્હૂમ રિશ્તેદારનો હક અદા કરી છૂટા થઈ જવું.

બહરહાલ પૂછેલી સૂરત બિદઅત જ છે, કારણ કે ઈમામ સા.નું બેસવું જરૂરી સમજવામાં આવી રહયું છે. તેનો મતલબ એ થયો કે એ ખતમ પણ જરૂરી સમજવામાં આવી રહયું છે. સાથે જ જયારે પોતાના ઘરે દઅવત અથવા પીણાંની વ્યવસ્થા પણ થવા લાગી, જે આગળ જતાં કયાં પહોંચશે તે તો અલ્લાહ

જ જાણે. આ બધી જ નિશાનીઓ બિદઅતની છે. ઉપરછલ્લી નજરે જોતાં ભલે એવું લાગતું હોય કે માત્ર મસ્જિદના બોર્ડ ઉપર એલાનજ લખવામાં આવ્યું છે, પરંતુ અગર આપ તપાસ કરશો તો જણાશે કે એની સાથે સાથે પોતાના દોસ્તો, બિરાદરો અને ઓળખીતાઓને ઝબાની દઅવત પણ ચલાવવામાં આવે છે. સાથે જ ખતમનું એલાન કરાવનાર વ્યકિત એ વાતનું પણ ધ્યાન રાખે છે કે કોણ એમાં આવ્યું અને કોણ ગેરહાજર રહયું ? અને એની આ જ તકેદારીને મનમાં રાખી કેટલાય ઓળખીતાઓ એવું વિચારીને કે હું નહિ બેસું તો પેલાને ખોટું લાગશે, સમય ન હોવા છતાં અથવા દિલ ન ચાહતું હોવા છતાં બેસે છે અને કેટલાક તો એવા હોય છે જે બેસ્યા પછી પણ યાસીન પઢતા નથી. માત્ર હાજરી જ પુરાવે છે. આ બધા તે કારણો છે જેના લઈ ફુકહા આવા પ્રોગ્રામોથી મનાઈ ફરમાવે છે. જયારે શરમ ખાતર બેસવાનું થયું તો અગર પઢયો એના ઉપર સવાબ મળશે નહિં. જયારે એને જ સવાબ નહિ મળે તો શું બખ્શવાનો છે ? કૂવામાં જ જયારે પાણી નથ તો હવાડામાં પાણી કયાંથી આવશે ? માટે એ રીત છોડીને અગર ઈસાલે સવાબ બીજાઓ પાસે કરાવવો જ છે તો હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)એ બતાવેલ સાદી, સરળ અને ઈખ્લાસથી ભરપૂર દરેક પ્રકારની શંકાથી ખાલી રીત અપનાવવામાં આવે. આપની બતાવેલી રીત ફતાવા રહિમીય્યહમાં નકલ કરવામાં આવી છે. ફરમાવે છે કે જેવી રીતે આજકાલ કુર્આન શરીફ પઢી ઈસાલે સવાબ કરવામાં આવે છે એ રિવાજી રીત તો સહીહ નથી. હા, ખાસ ખાસ દોસ્તોથી કહી દેવામાં આવે કે તેઓ પોતપોતાની જગ્યાએ તવફીક મુજબ પઢી સવાબ પહોંચાડી દે. બાકી સામુહિકરૂપ એને પણ આપવામાં ન આવે. (પોતપોતાની જગ્યાએ) ત્રણવારકુલ હુવલ્લાહ શરીફ જ પઢીને બખ્શી આપે, જેનાથી એક કુર્આનનો સવાબ મળી જશે. સામુહિકરૂપે દસ કુર્આન ખતમ કરવાની તુલનામાં આ બહેતર છે, કારણ કે તેમાં મોટાભાગે મય્યિત–વાળાઓને દેખાડવા ખાતર જ પઢવામાં આવે છે. અલ્લાહ તઆલાના ત્યાં થોડું અને વધારે જોવામાં નથી આવતું, ખુલૂસ અને નિય્યત જોવામાં આવે છે. (અનફાસે ઈસા : ૧/૨૧૫, અઝ ફતાવા રહિમીય્યહ : ૧/૩૯૧–૩૯૨)

## હઝરત મુફતી અહમદ ખાનપુરી સાહબ – (દા.બ)

શૈખુલ હદીષ (દારૂલ ઉલુમ – ડાભેલ)



**સવાલ :** અમારે ત્યાં કોઈનો ઈન્તિકાલ થાય છે ત્યારે મસ્જિદમાં જનાઝાની નમાઝ પછી અથવા કબ્રસ્તાનમાં દફનક્રિયા પછી એલાન કરવામાં આવે છે. કે

ફલાણી મસ્જિદમાં ફલાણી નમાઝ પછી મય્યિતના ઈસાલે સવાબ માટે કુર્આનખ્વાની થશે. આ તરીકો ઘણાં વર્ષોથી ચાલુ છે અને ઘણીવાર મસ્જિદના ઈમામ સાહેબના ન બેસવાથી તેઓને મહેણાં–ટોણાંના નિશાન બનાવવામાં આવ્યા અને ઘણીવાર આ એલાન ઉપરાંત સગાં–વહાલાંઓને કુર્આન–ખ્વાનીમાં શરીક થવાની ખુસૂસી દાવત આપવામાં આવે છે. તો આ રીતે એલાન કરીને લોકોને ભેગા કરવું કે જેનાથી ઈજતિમાઈ (સામૂહિક) શકલ સાબિત થાય છે. દાવત આપવામાં શામિલ થઈને નીચે આપેલ ઈમ્દાદુલ ફતાવાના ફત્વાને મિસ્દાક બનશે કે નહિં ?

**જવાબ :** આ દાવત છે, જે મકસદ માટે નથી એટલે બિદઅત ને મકરૂહ છે.

**સવાલ :** વર્ષના અકસર હિસ્સાઓમાં બુઝુર્ગોની રૂહોના ઈસાલે સવાબ માટે લોકોને ભેગા કરી કોઈ ખાસ પૂર્વ આયોજન વગર કે વખત નકકી કર્યા વગર કુર્આન–શરીફ પઢવામાં આવે તે જાઈઝ છે તો પોતાના દોસ્ત–અહબાબને શરીક થવા માટે કહેવું કેવું છે ?

**સવાલ :** શામીમાં આ પ્રકારની કુર્આનખ્વાની અને રિવાજી તકરીબાત વિશે 'મેઅરાજુદિરાયહ'થી નકલ ફરમાવ્યું છે :

એટલે આ બધાં કામો ફકત દેખાડો અને નામો–નમુદનાં માટે હોય છે તેથી તેનાથી બચવું જોઈએ. કેમ કે આવા રિવાજી કામોમાં ઈખ્લાસ અને લિલ્લહિય્યત હોતી નથી.

સફરૂસ્સઆદતની શરહમાં છે :

એટલે આં હઝરત (સલ.) અને સહાબા (રદિ.) વગેરે સલફે સાલિહીનની એ આદત ન હતી કે મય્યિતના માટે જનાઝાની નમાઝ સિવાય અન્ય કોઈ મોકા પર જમા થયા હોય અથવા કુર્આન પઢતા હોય, ન કબ્ર પર ન અન્ય કોઈ જગાએ. આ તમામ રસમો–રિવાજ બિદઅત અને મકરૂહ છે.

હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના અશરફઅલી થાનવી (રહ.) ફરમાવે છે : "જે રીતે આજકાલ કુર્આન શરીફ પઢી ઈસાલે સવાબ કરવામાં આવે છે એ રીતે સહીહ–ઠીક નથી. હા, કેટલાક ખાસ માણસોને કહી દેવામાં આવે કે પોતપોતાના ઠેકાણે જે તૌફીક થાય તે પઢીને સવાબ પહોંચાડી દે. ચાહે ત્રણ વાર સૂરએ ઈખ્લાસ પઢીને બખ્શી દે કે–જેનો સવાબ એક કુર્આન પઢવા બરાબર છે. આ રીતે ઈજતિમાઈ સૂરતમાં દસ કુર્આન પઢવા કરતાં પણ બેહતર છે, કારણ કે

તેમાં અકસર મય્યિતના સગા–વહાલાંઓને જતલાવવું હોય છે અને અલ્લાહને ત્યાં ઓછું–વધતું નથી જોવાતું, ખુલૂસ અને નિય્યત જોવામાં આવે છે.

જેથી તમારે ત્યાં જે રીત છે તે ખિલાફે સુન્નત અને કાબિલે તર્ક છે, તેના ઈમામોને પાબંદ બનાવવા ઝુલ્મ અને ઝિયાદતી છે. વલ્લાહુ અઅ્લમિ.

**હઝરત મુફતી અ.રહીમ સા. લાજપુરી (રહ.)**



ઈસ્લામમાં એ માન્યતા છે કે ઈન્સાન મોત પર ખતમ નથી થતો, પરંતુ તેનો સફર આખિરત તરફ ચાલુ રહે છે. મોતથી લઈને કિયામત સુધીની મુદત કે જેને "બરઝખ" કહે છે એમાં એક મુર્દાનો તઅલ્લુક દારૂલ અમલ દુનિયાથી કપાઈ જતો નથી, પરંતુ અલ્લાહની કુદરતે કામિલહથી આ મૃત શરીરમાં એહસાસ અને લુત્ફ અન્દાજીની કેફિયત બાકી રહે છે. અહલે સુન્નત વલ જમાઅત આ વાત પર મુત્તફિક છે કે કબ્રના જમાનામાં મય્યિતનો નફો પહોંચે છે. આ નફો પહોંચાડનારા ઉમુર બે છે :

૧. તે ખાસ આ'માલે સાલિહા કે જેનો સવાબ મરવા પછી ચાલુ રહે છે. જનાબે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે : જયારે ઈન્સાન મૃત્યુ પામે છે ત્યારે તેના આ'માલનો સિલસિલો મુન્કતિઅ થઈ જાય છે, પરંતુ ત્રણ પ્રકારના આ'માલનો સવાબ મોત પછી પણ ચાલુ રહે છે : (૧) સદકએ જારિયહ. (૨) નફો દેવાવાળો ઈલ્મ અને (૩) નેક ઔલાદ–જે વાલિદૈનના માટે દુઆએ ખૈર કરે.

આ હદીસ શરીફમાં સદકએ જારિયહ જેમકે મસ્જિદ–મદ્રસો બનાવવો, કૂવો ખોદાવવો, નાફિઅ ઈલ્મ જેમાં ઈલ્મી તસ્નીફાત તથા તા'લીમો–તદરીસ દ્વારા ઈલ્મે દીનની ઈશાઅત અને સાલિહ ઔલાદ જેને મુસલસલ સવાબનો ઝરીયહ કહ્યો, જે એક મુસલમાન માટે મોટી બશારત (ખૂશખબરી) છે.

૨. બીજી બાબત જે કબ્રના ઝમાનામાં મય્યિત મટે મુફિદ અને નાફિઅ છે તે બીજાઓ(અન્યો) તરફથી પહોંચવાવાળો સવાબ છે. બીજાઓના પોતપોતાનાં અમલ દ્વારા સવાબ પહોંચાડવાના આ તરીકાને જ "ઈસાલે સવાબ" કહે છે. દુઆએ ખૈર, સદકો, ખૈરાત, હજ વગેરેનો સવાબ મય્યિતને પહોંચાડવા પર ઉમ્મતનો ઈત્તિફાક છે.

દુઆએ ખૈર, સદકા–ખૈરાત અને હજ વિશે તો સહીહ અહાદીસ વારિદ છે, માટે મચ્યિતના હકમાં દુઆના મુતઅલ્લિક ઘણી આયતો નાઝિલ થઈ છે. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે : "અય અલ્લાહ ! બખ્શ અમને અને અમારા(તે)ભાઈઓને જેઓ અમારાથી પહેલાં ઈમાનમાં દાખલ થયા."

આ આયતે કરીમહમાં અમારા તે ઈમાનવાળા ભાઈઓ જેઓ આ ફાની દુનિયા છોડી ચાલ્યા ગયા તેમના હકમાં દુઆએ મગફિરતનો ઝિક્ર છે. એ જ રીતે દૌરે નુબુવ્વતથી લઈને આજ સુધી ઉલમાએ સલફ અને ખલફનો મચ્યિતની જનાઝહની નમાઝ પઢવા પર અમલ રહ્યો છે અને જનાઝહની નમાઝમાં મચ્યિતના માટે દુઆએ મગફિરત જ કરવામાં આવે છે.

કુર્આન અને હદીસમાં નકલ થયેલી દુઆઓ અન્ય ઉમૂરની સાથે અહમ તા'લીમાત પર પણ મુસ્તમીલ છે. જાણે ઉમ્મતે મુસ્લિમહને આ દુઆઓના ઝરીએ મચ્યિતના માટે દુઆએ મગફિરતની તા'લીમ આપવામાં આવે છે. માટે દરેક મુસલમાને પોતાના મર્હુમ મુસલમાન ભાઈઓના હકમાં ખુસૂસી દુઆઓને એહતિમામ રાખવો જોઈએ. એક રિવાયત મુજબ મચ્યિત પોતાના રિશ્તેદારોની દુઆઓનો મુન્તઝિર રહેતો હોય છે.

જનાબે રસૂલુલ્લાહ (સલ.)નો ઈરશાદ છે : "મચ્યિત તો કબરમાં એક ડૂબનાર મદદ માટે જેમ પોકારે છે તેવી છે, જે પોતાનાં માં–બાપ અથવા ઔલાદ અથવા દોસ્તની દુઆઓનો મુન્તઝિર રહે છે. જ્યારે આ દુઆ તેને પહોંચે છે ત્યારે તે તેને દુનિયા માફિહાથી વધુ પ્યારી હોય છે. અલ્લાહ તઆલા જમીનવાળાઓની દુઆઓના કારણે પહાડોનાં બરાબર સવાબ કબ્રવાળાઓ પર દાખલ ફરમાવે છે અને જીવતા લોકોનો મુર્દાઓના હકમાં હદિયો તેમના માટે ઈસ્તિગફાર કરવું છે.

સદકાત અને માલી ઈબાદતના ઝરીએ સવાબ પહોંચાડવા વિશે પણ ઘણી રિવાયતો દલાલત કરે છે. હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે કે એક શખ્સે આપ (સલ.)ને પૂછ્યું કે યા રસૂલલ્લાહ (સલ.) ! મારી માંનો અચાનક ઈન્તિકાલ થઈ ગયો અને તેણે વસિય્યત નથી કરી. મારો ખ્યાલ છે કે જો તેને વાત કરવાનો મોકો મળત તો તે સદકો દેત. હવે હું તેના તરફથી સદકો કરું તો શું તેને સવાબ મળી જશે? આપ (સલ.) એ ફરમાવ્યું : જી, હા.

હઝરત સઅદ બિન ઉબાદહ (રદિ.)એ અરજ કરી કે યા રસૂલલ્લાહ (સલ.) ! મારી માંનો ઈન્તિકાલ થઈ ગયો તો તેના હકમાં કયો સદકો અફઝલ છે

? ફરમાવ્યું : "પાણી." તો તેમણે કૂવો ખોદાવ્યો અને કહ્યું : આ સઅદની માં માટે છે.

એ જ રીતે હજ કે જેમાં બદની મશકકતની સાથે માલની પણ એક મિકદાર ખર્ચ થાય છે તેના ઝરીએ ઈસાલે સવાબ વિશે મુતઅદદ હદીસો નકલ થઈ છે.

હઝરત ઉકબહ બિન આમિર (રદિ.)થી રિવાયત છે કે, એક ઓરતે બારગાહે રિસાલતમાં અરજ કરી, મારી માંની વફાત થઈ ચુકી છે તો શું હું તેના તરફથી હજ કરી શકું છું ? ઈરશાદ ફરમાવ્યો : તેના પર કોઈ કર્ઝ હોત તો અદા કરત કે નહિ ? અરજ કરી, કેમ નહિ. (એ જ રીતે હજ છે) અને હજનો હુકમ ફરમાવ્યો.

મતલબ કે આ તો આ'માલ છે જેના ઝરીએ ઈસાલે સવાબના સહીહ હોવા પર ઉલમાએ અહલે સુન્નત વલ જમાઅતનો ઈત્તિફાક છે અને કિતાબ અને સુન્નતથી સરાહતના સાથે સાબિત છે.

**માત્ર બદની ઈબાદત :**

માત્ર બદની ઈબાદત જેમકે રોઝહ, નમાઝ, તિલાવતે કુર્આન વગેરેને માલી ઈબાદત હજ વગેરેની જેમ ઉલ્માએ હનફિય્યહ અને જમ્હુર ઉલમાએ સલફની રાય–મંતવ્ય એ છે કે આના ઝરીએ પણ મય્યિતને સવાબ પહોંચાડી શકાય છે. જયારે ઈમામ માલિક (રહ.) અને ઈમામ શાફિઈ (રહ.)નો મસ્લક આ વિશે મન્કુલ છે કે આ રીતે મય્યિતને ઈસાલે સવાબ કરવું દુરુસ્ત નથી. મુલ્લા અલી કારી (રહ.) શર્હે ફિકહે અકબરમાં તહરીર ફરમાવે છે.

અલ્લામાં શામી, એ જ રીતે સનાઉલ્લાહ પાનીપતી (રહ.)એ તિલાવતે કુર્આનના ઝરીએ ઈસાલે સવાબ વિશે કેટલીક રિવાયતો પણ નકલ કરી છે, જેનાથી ઈસાલે સવાબનું તિલાવત દ્વારા દુરૂસ્ત હોવું જણાય છે. (શામી : ૨/૨૫૭, મઝહરી : ૧/૧૩૦)

સવાલ પ્રમાણે ઈજતિમાઈ કુર્આનખ્વાની વિશે અરજ કે નફસે કુર્આન ખ્વાનીના ઝરીએ ઈસાલે સવાબ કરવું દુરુસ્ત છે. અલબત્ત, આજ–કાલના રાઈઝ–શુદ્ધ તરીકાઓ મુજબ કુર્આન ખ્વાની કઈ કારણોથી કાબિલે ઈજતિનાબ છે.

૧. કુર્આન ખ્વાની કરવાવાળા હઝરાત એમ સમજે છે કે આ એક રસમ છે જેની અદાયગી જરૂરી છે, બલકે કેટલાક લોકોનો મકસદ તો માત્ર મ્હેણાં–ટોણાથી બચવું હોય છે. વળી, તેમાં દોસ્ત, સગાંવહાલાં માત્ર શિકાયતથી બચવા ખાતર શિર્કત કરે છે. આમ ઈસાલે સવાબ થતો જ નથી. જો ઘેર બેઠાં કોઈ સંબંધી પુરું કુર્આન પઢીને મય્યિતને ઈસાલે સવાબ કરે તો અહલે મય્યિત

કુર્આન ખ્વાની કરવાવાળા હઝરાત એમ સમજે છે કે આ એક રસમ છે જેની અદાયગી જરૂરી છે, બલકે કેટલાક લોકોનો મકસદ તો માત્ર મ્હેણાં–ટોણાથી બચવું હોય છે. વળી, તેમાં દોસ્ત, સગાંવહાલાં માત્ર શિકાયતથી બચવા ખાતર શિર્કત કરે છે. આમ ઈસાલે સવાબ થતો જ નથી. જો ઘેર બેઠાં કોઈ સંબંધી પુરું કુર્આન પઢીને મય્યિતને ઈસાલે સવાબ કરે તો અહલે મય્યિત તેનાથી બિલકુલ રાજી થતા નથી, બલકે શરીક ન થવા પર નારાજ થાય છે. જયારે બીજી બાજુ કોઈ શખ્સ આ મજલિસમાં થોડીવાર બેસીને ચાલ્યો જાય તો તેનાથી બેહદ ખૂશ થાય છે. આ રીતે શિર્કત કુનિન્દગાનનો અમલ સવાબના કાબિલ થશે ? પછી મય્યિતને કઈ રીતે ઈસાલે સવાબ કરીશું ? શરીઅતે મુતહહરહમાં કોઈપણ અમલના કબુલ થવા માટે ઈખ્લાસ શર્ત છે. કિતાબો–સુન્નતમાં તેની ઘણી જ તાકીદ આવી છે.

અલ્લાહ તઆલાની ઝાત પાક છે અને તે પાકીઝહ ચીઝને જ કબૂલ ફરમાવે છે. એટલે કે નિય્યતના ફસાદથી પાક ખુલૂસ દિલથી કરેલા અમલને જ કબૂલ ફરમાવે છે. ઈજતિમાઈ તરીકાથી તિલાવતે કુર્આન કરવાની આ બધી ખરાબીઓના કારણે જ અલ્લામાં શામી (રહ.) તેને કાબિલે ઈજતિનાબ કરાર દે છે.

૨. નફસે કુર્આન ખ્વાનીના ઝરીએ ઈસાલે સવાબ કરવું શરઅન દુરુસ્ત છે, પરંતુ તેના માટે જમા થવું અથવા કોઈ ખાસ દિવસ, તારીખ કે સમયની કેદ શરીઅત તરફથી લગાવામાં આવી નથી અને શરીઅતે જે ઈબાદતો અને તાઆતને મુત્લક છોડી છે તેનામાં પોતાના તરફથી કાયદા ઘડવા અથવા તેની કેફિયત બદલવી અથવા તેને વખતની સાથે મુતઅય્યન કરવું અને જરૂરી સમજવું એ શરીઅતની ઈસ્તિલાહમાં બિદઅત છે.

અલ્લામા શાતબી (રહ.) ફરમાવે છે : લિહાઝા મય્યિતની વફાત પછી તેનાં ઘરે મુરવ્વજ તરીકા પર ઈજતિમાઈ શકલમાં દિવસ કે તારીખ નકકી કરીને કુર્આન ખ્વાનીના ઝરીએ ઈસાલે સવાબ કરવું બિદઅત બનશે.

૩. એ જ રીતે આ કુર્આન ખ્વાનીમાં એક ખરાબી એ પણ છે કે તેના ખતમ પર ખાવું અથવા નાસ્તો અથવા શીરીની વગેરે વહેંચવામાં આવે છે. જો ખુદા ન ખ્વાસ્તહ પઢવાવાળાના દિલોમાં દાવત કે શીરીનીની હિર્સ અને તમઅ-લાલચ પેદા થઈ ગઈ તો આ સૂરત શરઅન કાબિલે મઝમ્મત છે અને ન થવાની સૂરતમાં પણ આ રીત મુઆવજહ (બદલા) જેવી છે.

૪. કુર્આન ખ્વાની માટે પગારદાર મસ્જિદના ઈમામ કે મદ્રસાના મુદર્રિસને મુકલ્લફ બનાવવામાં આવે છે અને આ કામ તેઓની જીમ્મેદારીઓમાંથી સમજવામાં આવે છે. આ રીતે આ કુર્આન ખ્વાનીની હેસિયત ઉજરત લઈને તિલાવત થઈ એમ થાય અને ફિકહી કિતાબોમાં આ મસ્અલહ મુસર્રહ છે કે જયારે કોઈ માણસ ઉજરત લઈને તિલાવત કરે તો તેને સવાબ મળતો નથી. જયારે તિલાવત કરનારને જ સવાબ ન મળે તો બીજાને કઈ રીતે સવાબ મળશે ? અલ્લામા શામી (રહ.) એ ઉજરત લઈને તિલાવતના ઈસાલે સવાબના મમનુઅ હોવા પર મુસ્તકિલ રિસાલો તહરીર ફરમાવ્યો છે. એ જ રીતે દુર્રે મુખ્તારનો હાશિયહ રદ્દુલ મુહતારમાં મોટા શદોમદ સાથે તેનો ઈન્કાર કર્યો છે. (શામી : ૨/૨૫૬, મજમૂઆરસાઈલ ઈલ્મે આબિદીન : ૧/૧૭૫)

ફતાવા હિન્દિય્યહમાં ઈજતિમાઈ ખત્મે કુર્આનની કરાહત બ—તશરીહ છે.

આ જ કારણે આપણા અકાબિરો તેને પસંદ ફરમાવતા નથી અને આ રસ્મને કાબિલે ઈજતિનાબ કહે છે.

(ઈમ્દાદુલ ફતાવા : ૧/૭૭૪, કિફાયતુલ મુફ્તી : ૪/૧૨૨, મુન્તખબ નિઝામુલ ફતાવા : ૧/૪૧૮, ફતાવા મહમૂદિય્યહ : ૧૦/૮૪, ફતાવા રહિમીય્યહ : ૩/૧૯૫)

માટે દરેક માણસે આ રસ્મે મુરવ્વજને છોડી પોતપોતાની રીતે જે અમલથી, જે વખતે જયાં ચાહે ત્યાં ઈસાલે સવાબની કોશિશ કરે કે મય્યિતને તેની જરૂરત હોય છે, બલકે તે આ પ્રકારના તોહફાની મુન્તઝીર રહે છે. એ જ રીતે પોતાના રિશ્તેદારો, મશાઈખ અસાતિઝ—એ કિરામની ખિદમતમાં ઈસાલે સવાબની અન્યોનાં બદલે ખુદ દરખ્વાસ્ત કરે, કારણ કે મય્યિતના માટે જે હમદર્દી તેને હશે તે બીજાઓને નહિ હોય, જેથી તે પોતાના દર્દ અને અંદરના જઝબાતની ઉમદા તરજુમાની કરી શકશે, જેની અસર જેને દરખ્વાસ્ત કરવામાં આવી તેના પર પણ પડશે અને તે તમારા હુમુપ વ ગુમુપમાં શરીક થઈ મય્યિતન હકમાં જરૂર ઈસાલે

સવાબ અને દુઆનો બાઈસ બનશે. એનાથી વિરૂદ્ધ જ્યારે બીજાઓની વિસાત નથી કે આ પ્રકારની દરખ્વાસ્ત કરવામાં આવે તો આ રીતે અસર ન કરવું જાહેર છે કે આદમી અન્યોનાં જઝબાતની તરજુમાની પૂરેપૂરી અદા કરી શકતો નથી. માટે બીજાનું પોતાના ગૈરના માટે દરખ્વાસ્ત કરવું શરમા-શરમી અને અહલે મય્યિતને ખૂશ કરવાની નિય્યતથી હોય છે. નમાઝે જનાઝહ શરઅન ફર્ઝે કિફાયહ છે. જો કોઈ આ અહમ ઈબાદતમાં દેખાડો કરવા, શરમા-શરમી કે અહલે મય્યિતને ખૂશ કરવા શિર્કત કરે તો સવાબની ઉમ્મીદ રાખવી બેકાર છે.

આજકાલ આપણા મુઆશરામાં બીજી જગ્યાએ જનાઝહમાં શિર્કત માટે જવાનો હાલ ઈસાલે સવાબની નિય્યતની મુખ્તલિફ છે. લોકોમાં વધુ પડતું મય્યિતનાં ઘરવાળાંઓનેખૂશ કરવું એટલે કે તેને ત્યાં આ પ્રકારનો હાદસો થાય ત્યારે તેઓ પણ શિર્કત કરે. આમ ફાસિદ નિય્યતો વધુ હોય છે. હકકે મુસ્લિમની અદાયગી અને ઈમાન વ ઈહતિસાબની સાથે શિર્કત કરવાનો જઝબો ખૂબ ઓછો જોવા મળે છે. જયારે અહાદીષમાં ઈમાન વ ઈહતિસાબની સાથે તેમાં શિર્કતની દા'વત દેવામાં આવી છે એટલે આ શિર્કત માત્ર સવાબની ઉમ્મીદ પર હોય. બીજી કોઈ નિય્યત અને જઝબો ન હોય. જનાબે રસુલુલ્લાહ (સલ.)નો ઈર્શાદ છે :

"જે માણસ ઈમાન અને ઈહતિસાબની સાથે કોઈ મુસલમાનના જનાઝહની પાછળ ચાલે અને નમાઝ અને દફનક્રિયાની ફરાગત પછી પાછો ફરે તો તે બે કિરા'ત સવાબ લઈને આવશે. દરેક કિરા'ત ઉહુદ પહાડ બરાબર છે અને જે ફકત નમાઝ પઢીને દફન પહેલાં ચાલ્યો આવશે તે એક કિરાત સવાબ લઈને આવશે".

ખુલાસો એ કે જનાઝહની નમાઝ જેવી અહમ અને ફર્ઝે કિફાયહ ઈબાદતમાં ઈખ્લાસ અને ઈહતિસાબની નિય્યતો ન હોવાથી ઈહતિસાબની ઉમ્મીદ બેકાર છે. તો આજકાલના રસ્મો-રિવાજ કે જઝબાતના મા-તહત કરવામાં આવે છે તે ઈસાલે સવાબમાં ઈહતિસાબની ઉમ્મીદ રાખવી બેકાર છે.

હકીમુલ ઉમ્મત હઝરત થાનવી (રહ.) એ કુર્આનખ્વાની અને ઈસાલે સવાબનો એવો તરીકો બતાવ્યો છે જે આસાન છે, ઈખ્લાસવાળો છે અને શક-શુબાથી દૂર છે.

"જે તરીકાથી આજકાલ કુર્આન શરીફ પઢીને ઈસાલે સવાબ કરવામાં આવે છે તે રીત ઠીક નથી. હા, અહબાબે ખાસને કહી દેવામાં આવે કે પોત-પોતાના

ઠેકાણે તૌફીક મુજબ પઢીને સવાબ પહોંચાડી દે. બાકી ઈજતિમાઈ સૂરત ઠીક નથી. ચાહે તેઓ ત્રણ વાર "કુલ હુવલ્લહ" પઢીને બખ્શી દે, જેમાં એક કુર્આન શરીફ પઢવાનો સવાબ છે. એ ઈજતિમાઈ સૂરતમાં દસ કુર્આન પઢવાથી પણ બેહતર છે. તેમાં મય્યિતના ઘરવાળાંઓને બતાવવું મકસદ હોય છે, જયારે અલ્લાહને ત્યાં ઓછું–વધતું નથી જોવાતું, ખુલૂસ અને નિય્યત જોવાય છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે, મારો એક સહાબી એક મુદ ખજૂર ખૈરાત કરે અને ગૈર સહાબી ઉહુદ પહાડ બરાબર સોનું, તો તે સહાબીના દરજા સુધી નથી પહોંચી શકાતો. આ ફર્ક ખુલૂસનો છે. કેમકે જે ખુલૂસ એક સહાબીનું હશે તે ગૈર સહાબીનું ન હશે.

## ઈસાલે સવાબનો અફઝલ અમલ :

આ તફસીલ પરથી એ વાત જાહેર થાય છે કે ઉલમાએ અહનાફની નજદીક બદની ઈબાદત તિલાવત વગેરેના ઝરીએ ઈસાલે સવાબ ઉપરોકત રસમો અને ખરાબીઓના ન હોવાની સૂરતમાં દુરુસ્ત છે અને મય્યિતના હકમાં નફાબખ્શ છે.

ઈમામ માલિક (રહ.) અને ઈમામ શાફિઈ (રહ.) બદની ઈબાદતના ઝરીએ ઈસાલે સવાબને માન્ય રાખતા નથી, જયારે માલી ઈબાદત, સદકાત–ખૈરાત કરવા બાબત કોઈ મતભેદ નથી, બલકે સદકા–ખૈરાતના ઝરીએ ઈસાલે સવાબનું દુરુસ્ત હોવું એકમત અમ્ર છે. (જેના પર બધાનો ઈત્તિફાક છે.) અને અમ્ર મુખ્તલિફ ફિહીના મુકાબલામાં અમ્ર મુત્તફક અલયહને અમલ માટે ઈખ્તિયાર કરવું અફઝલ છે. તેથી અફઝલ એ જ છે કે માલી સદકા–ખૈરાતના ઝરીએ ઈસાલે સવાબ કરવામાં આવે. સહાબ–એ–કિરામ (રદિ.) એ કૂવા, બાગ વગેરે વકફ કરીને ઈસાલે સવાબ પહોંચાડયો છે. અલ્લામા ઈબ્ને કય્યિમ (રહ.) એ "કિતાબુર્રુહ"માં માલી અને બદની ઈબાદતના ઝરીએ ઈસાલે સવાબનો યોગ્ય કરાર દીધા પછી તેમાં અફઝલ અમ્રની તશરીહ ફરમાવી છે.

મય્યિતને સવાબના તૌર પર મોકલતા તોહફાઓમાં અફઝલ ગુલામને આઝાદ કરવું, સદકો, ખયરાત કરવી, મય્યિતના માટે દુઆએ મગફિરત કરવી અને તેના તરફથી હજ કરવી.

હકીમુલ ઉમ્મત હઝરત થાનવી (રહ.)ના મલ્ફુઝાતમાં પણ છે કે ઈબાદતે

માલીનો સવાબ પહોંચાડવો ઈબાદતે બદનીથી અફઝલ છે. "કમાલાતે અશરફિય્યહ"માં છે કે એક માણસે સવાલ કર્યો કે ઈસાલે સવાબ ઈબાદતે બદનીનો બેહતર છે કે ઈબાદતે માલીનો ? (જવાબમાં હઝરતે) ફરમાવ્યું : ઈબાદતે માલીનો સવાબ પહોંચાડવો અહલે હકની નજદીક સર્વાનુમતે ઠીક છે. બીજું એમાં નફો વધુ છે. ત્રીજું ઈબાદતે માલીમાં નફસ પર ભાર પણ વધુ પડે છે અને ઈબાદતે બદનીના ઈસાલે સવાબમાં ઈમામ શાફિઈ(રહ.)નો ઈખ્તિલાફ છે.

આમ, સદકા–ખૈરાત વગેરે માલી ઈબાદતના ઝરીએ જ ઈસાલે સવાબ અફઝલ છે અને રિયાકારી, દેખાડો અને રસ્મી અને રિવાજી અમલથી દૂર છે.

(ઉર્દૂ પરથી ગુજરાતી અનુવાદ)

**(હઝરત મવલાના મુફતી)**
**ઈસ્માઈલ હાજી ઈબ્રાહીમ ભડકોદ્રવી (સા.-દા.બ.)**
સદર મુફતી : દારૂલ ઉલૂમ ભરૂચ, કંથારીઆ.
શયખુલ હદીષ : જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર.



# Opinions of Religious Scholars about bestowal of thawab



*Complier :*
*Moulana Inayatullah Ikharvi*

**FOR ISALE SAWAB**

Haji Ismail Ibrahim Rawat
Hajiyani Zulekha Ismail Rawat
Salim Ismail Rawat Family &
All Marhumeen &
Ummat-E-Mohammadiyah (S.A.W.)



Darul Uloom Bharuch
Mehmood Nagar,
At. & Post. Khantharia - 392 162,
Tal. Dist. Bharuch (Guj.-India)

Name of the Book : Opinions of religious scholars about bestowal of thawab

Complier : Moulana Inayatullah Ikharvi

Printed by : Sana Printers - Rani Talao, Surat.
Mob. : 93757 95929



# INDEX





Va'da-e Galba he Mu'min ke liye Qur'an mein,
Fir Jo tu Galib Nahi kuchh hai kasar Iman mein.

Utar kar hira se su-e kaum aaya,
Aur ek nuskh-e Kimiya sath laya.

Vah bijli ka karka tha ya saute hadi,
Arab ki jamin jisne sari hila di.

Baat kya thi ke na kaisaro-kisra se dabe,
Chand vah log ke unto ke charanewale.

Jinko kafur pe hota tha namak ka dhoka,
Ban gae dunya ki taqdeer bananewale.

Har lahza hai Mu'min ki nai shaan nai aan,
Guftar mein, kirdar mein Allah ki burhan.

Yah ra'az kisi ko nahi malum ke mu'min,
kaari nazar aata hai hakikat mein hai Qur'an.

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# Preface

Oh Faithful ! Accept Islam fully and obey not the suggestions of Devil (Satan), he is your evident enemy.

Praise be to Allah & blessings & benediction upon Hazrat Mohammed (S.A.W.) and his Associates (R.T.A.) It gives me immenze pleasure to let my Islami brothers know, the permission given by Almighty Allah for bestowal of thawab of our deeds of righteousness to our mother, father, Buzurgane Din & all our passed relatives and thus the bestowal of thawab this way is permitted & allowed for us

But due to ignorance amongs common Muslims, (males & females) of right way of bestowal of thawab for their deeds worked according to the shariat, many evils have cropt up in our community. These evils may not spread up in our homes & community, the right way of fateha for bestowal of thawab according to sunnat is described in this book in the light of Qur'an, Nabvi Traditions and **"Right way of Fateha"** and **"Khutbat-e-Faqir"** with opinions & suggestions of great personalities in religion & reverend

Mufties of Gujarat Necessary masaels relating to Fateha are also written.

It is sincerely hoped that the readers, true & care taker muslims, honourable great righteous persons busy with the teaching of Islam, Ulamas, Pesh Imams & Muazzin Sahebs, will try their best to point out the common muslims the right way of sunnat for bestowal of thawab in the light of this book to earn the thawab in both the worlds. Lastly, I pray to Almighty Allah to make this book acceptable and most beneficial for people & be a cause of forgiveness & mercy of Allah Ta'ala for me. This book may be the cause of my forgiveness in the next world and mercies of Allah, and included in the righteous deed worked by my religious great personalities, teachers, friends & those who have done to me any good & also in their Nama-eA'mal, Ameen.

*Kya Fieda Fiqre Besho cum se hoga,*
*Ham kya jo hamse koe kam hoga.*

*Jo Kutch Huva, huva tere karamse,*
*Jo Kuth hoga, hoga tere karamse.*

Easnestly in need of your duas
**Moulana Inayatullah Ikharvi**
*(May God forgive him)*

* * *

# * OPINIONS *

***Bismillahir Rehman nir Rahim***
***Hamedanv va musalliyan va musallima***

Esal-e-Sawab means bestowal of tha'wab to the passed. According to the Islamic belief, if is true that the deceased can be benefited by bestowal of thawab as it already confirmed by Qur'an Sharif & Tradition of prophet Mohammed (S.A.W.) Under this, faithful men & women with true intention in their hearts is sufficient for bestowal of thawab to their fiathful deceased men & women after working deeds of righteousness specially bodily or monetary prayers. Amongs this, deceased relatives-friends, relation other the relatives and other all muslims without fixing the date or day, without carrying out the prevailing customs, without necessarily considering as Farz, except compulsory prayers, avoiding other additional bodily / Mali prayers, such as innovative formalities of 3rd day, 40 days, 6 months, yearly without inviting to gather for recital of Qur'an, every one has to recite, Qur'an by his own way for bestowal of thawab & always asking in dua for forgiveness of the deceased person is certainly beneficial to the deceased. This practice is not forbidden but Mustahib. It is also not wajib / Farz or necessary but if you do it you wil be rewarded if not there is no question about it.

